॥ ॐ ॥

॥ श्रीसद्गुरु विजयते तमाम् ॥

સૌભાગ્યવતી સ્ત્રીઓ માટે અમૂલ્ય

# હેમ-મણિ-માળા.

## પ્રથમ ગુચ્છ.

લેખક,
દલપતરામ ગૌરીશંકર નવલખા.
જામનગર.

પોતાના સદ્દગત પુત્રો ત્રિકમદાસ તથા મગનલાલના
પુણ્યાર્થે સ્ત્રી વર્ગમાં ભેટ આપવા માટે

છપાવીને પ્રસિદ્ધ કર્તા,
સોની જેઠાભાઇ લાલજીના ધર્મપત્ની
શ્રીમતી ઓંધીબાઇ ખંભાલીયા.

અમદાવાદ-પારમસા રોડ ઉપર ધી નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં
લલ્લુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપ્યું.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૫. સને ૧૯૧૮.

દોહરો—સ્ત્રીયો સુધરશે તોજ ફળ, ઉત્તમ થશે અથાક;
પૃથ્વી સુધરશે તોજ ત્યાં, પાકે સારો પાક.

"ॐ"

# सच्चाइपर दूनियां दिवानी हय.

सोना चांदी और जवाहरातका फेन्सी जेवर बनानेवालेका बडा कारखाना. नं० ३२ आरमीनीयन स्ट्रीट कलकत्ता.

महाशय,

हमारे यहां कारखानामें सब प्रकारका सोना, चांदी और जवाहरातका फेन्सी जेवर ग्राहकोंको कितनी किफायत वईमानदारीसें भेजा जाता है. इसकी परिक्षा एकवार कुछ माल मंगा कर अवश्य करना चाहिये। माल देखनेसें हमेरी सच्चाइ आपको मालूम हो जांयगे और आप समझ जांयगे कि दुकानवाला बडा ईमानदार है.

मालेक

सोनी मोहनलाल जेठाभाइ.

॥ ॐ ॥

## श्रीमन्नाथ सद्गुरु र्विजयते तमाम्

---

### બે બોલ.

---

આ લેખ લખવામાં મારા તરફની તો લેશ માત્ર પણ કૃતિ નથી, તેમજ ખાસ નવિનપણું પણ નથી; માત્ર વર્તમાનકાળને અનુસરતી આ ઉપદેશામૃત પોથી વિનામૂલ્યે જનસમાજમાં વેંચી આપવાનું સઘળું માન શ્રીમાન્ સોની જેઠાભાઇ લાલજીનાં ધર્મપત્ની ગંગા સ્વરૂપ શ્રીમતી બ્હેન મોંઘીબાઇનેજ ઘટે છે. તેમણે પોતાના સદ્ગત સુપુત્રો ત્રિકમદાસ અને મગનલાલના સ્મરણાર્થે જનસમાજની આ ઉંચી સેવા બજાવી છે.

કોઇ દેશ દાઝવાળા વીર પુરુષ આપણા આર્યાવર્તની ઝાંખ મારતી કાન્તિને પુનઃ તેના સતેજ સ્વરૂપમાં લાવવા, અને આધુનિક સમયમાં શ્રીધર્મનો પ્રચાર કરવા આવી આવી ટુંક પોથીઓ વિનામૂલ્યે જનસમાજમાં વેંચવા ઉત્સાહ બતાવશે તો તેઓને અમે ઘણી ખુશીથી ઉત્તમોત્તમ સંગ્રહ તૈયાર કરી આપશું.

લાંબા લાંબા લેખો અને ભાષણોના કરતાં આવી ટુંક પોથીઓ પ્રકટ થઇ હોય તો તેનો સદુપયોગ વિશેષ થાય એ તો ચોકસજ છે.

સાંપ્રત સમયે ધર્મ–નીતિનો બોધ મળે, મનુષ્યત્વ પ્રાપ્ત કરવાની અભિવાંચ્છના ફળે, અને હૃદયની મલિનતા ટળે એવાં પુસ્તકો વાંચવાની અભિરૂચી જનસમાજમાંથી ઘટી ગએલી દષ્ટિગોચર થાય છે,

લોકોની અભિરૂચી કલ્પિત નવલ કથાઓ વાંચવા અને નિર્લજ યાને જનસમાજમાં અધર્મ—અનીતિની વૃદ્ધી કરનાર નાટય પ્રયોગો નિહાળવા તરફ વધુ વિલોકાય છે. આવા સમય અને સંજોગોમાં ખાસ કરીને સ્ત્રીઓને માટે આવી "+હેમ—મણિ—માળા" ને દરેકના કંઠમાં ધારણ કરાવી હોય તો તેનું ઉત્તમોત્તમ ફળ મળે ખરૂં ?

સંપત્તિવાન છતાં અશિક્ષિત રહેનાર મનુષ્યજ દયાપાત્ર છે. વિદ્યાનો પ્રસાદ ચાખવાની, સંપત્તિહીન મનુષ્યોની ઇચ્છાઓ, ધનહીનતાથી નિયંત્રિત હોય છે, તથા ઉદર પોષણ કરવામાંજ તેમનો સઘળો સમય રોકાય છે; આથી તેમને શિર વિશેષ જવાબદારી રહેતી નથી. પરંતુ અશિક્ષિત શ્રીમંતો માત્ર પોતાની અભિલાષાઓને વિવિધ પ્રકારે પોષવામાંજ પોતાનું જીવન ગુજારે છે, અને પોતાને પ્રાપ્ત થએલી લક્ષ્મી તથા અવકાશનો સદુપયોગ કરતા નથી, તેઓજ સર્વદા ઉપાલંભને પાત્ર છે.

[1]ગંગાસ્વરૂપ શ્રીમતી બ્હેન મોંઘીબાઇના આ શુભ કાર્ય માટે તેમને પુનઃ ધન્યવાદ આપવાની સાથે તેમના સુપુત્રો રા. મોહનલાલ તથા રા. ત્રિભોવનદાસને પણ ધન્યવાદ આપતાં અમને અતિ આનંદ થાય છે. તેમણે પણ પોતાના સદ્ગત બન્ધુ ત્રિકમદાસ તથા મગનલાલના

---

+ સ્ત્રી વર્ગને વિશેષ કરીને અલંકારોપર ઘણી પ્રીતિ હોય છે તેથી પુસ્તકનું નામાભિધાન "હેમ—મણિ—માળા" રાખ્યું છે જેનો સ્પષ્ઠ અર્થ સુવર્ણમાં ગુંથેલા મણિની માળા. વળી સમ્બન્ધીને સ્નેહીઓનાં નામો ઉપરથી ગોઠવેલું નામ પણ છે.

લેખક.

૧ શ્રી ગંગાજી જેવાં પવિત્ર.

સ્મરણાર્થે સામવેદીય બ્રાહ્મણનાં સંધ્યાદિ નિત્યકર્મનાં પુસ્તકો અધિકારી જનોને વિનામૂલ્યે આપવા પ્રકટ કરાવ્યાં છે. તેઓ આવાં અનેક વિધ ઉત્તમ પુસ્તકો યોગ્ય અધિકારીઓમાં વહેંચવામાં રહેલું અતિ ઉપકારક તત્ત્વ અધિક અધિક સમજી દેશ કાળાનુસાર એવા અનેક ઉપકારક સન્માર્ગોમાં સ્વ દ્રવ્યનો સદુપયોગ કરવા ભાગ્યશાળી થઇ જનસમાજની ઉત્તમોત્તમ સેવા બજાવવાને તેમજ તે વડે પ્રાપ્ત થનાર ઉત્તમ કીર્તિ અને પુણ્યના ભોક્તા થવાને શક્તિવાન બને, અને તેઓના સદ્દ્ગત બન્ધુઓના આત્માને પરમ શાંતિ મળે એમ પરમ કૃપાળુ પરમાત્માને અંતઃકરણ પૂર્વક અમારી પ્રાર્થના છે. અને આ પુસ્તકનો લાભ લેનાર પ્રત્યેક વાંચક વર્ગ પણ એ ધન્યવાદ આપવામાં શામિલ થશે. વળી જે સ્વર્ગસ્થ વ્યક્તિના સ્મરણાર્થે આ શુભ પ્રવૃત્તિ તેમણે ચાલુ કરી છે તે વ્યક્તિના આત્માની અધિકાધિક શાન્તિ અર્થે પણ બે શુભ શબ્દો તેમના હૃદયમાં ઉદ્દ્ભવ્યા વિના નહિજ રહે ?

આ દેશ તેમજ પૃથ્વી પરનાં દરેક દેશોમાં કરવા યોગ્ય જન-કલ્યાણનાં અનેક સત્કાર્યો કરનારા નિષ્કામ, કુશળ, ઉદાર, ઉત્સાહી અને પ્રમાણિક નરનારીઓની સર્વદા વૃદ્ધિ કરવા કૃપાળુ મહાન પ્રભુ કૃપા કરો.

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

જામનગર.<br>
શ્રીકૃષ્ણ જન્માષ્ટમી.<br>
તા. ૨૯–૮–૧૯૧૮

લી. સેવક,

દલપતરામ ગૌરીશંકર નવલખા.

॥ ॐ ॥

# અર્પણપત્રિકા.

## સમગ્ર ભારતમાં અમૂલ્ય રત્નરૂપ દેશોદ્ધાર કરનારી સતી સન્નારીઓ:—

આ " હેમ–મણિ–માળા "નું પ્રથમ ગુચ્છ આપના કરકમળમાં આપતાં અતિ આનંદ થાય છે.

બ્હેનો, આપના ધ્યાનમાં હશે કે આપણા જે દંપતિ વ્યવહારને મહાન્‌શ્રી "મનુ" મહારાજે ઉત્તમોત્તમ વર્ણવ્યો છે તેની અત્યારે કઢંગી સ્થિતિ જોતાં ખેદ થાય છે. આમ થવાનું વિશેષ કારણ બાળલગ્નો છે. તેને લીધે કન્યાઓ વિદ્યારૂપિ ભુષણથી ભૂષિત થઈ શકતી નથી. વળી તેમને સર્વથા અજ્ઞાન અને અયોગ્ય રાખવાની રીતી તથા તેમના ચારિત્રનું ગુંથન કરવાના યત્નનો અભાવ એ પણ તેમની ઉન્નતિને આડે આવનાર છે.

આ બધાંનાં દોષવાન્ બહુ અંશે માતાપિતા પણ છે તેમ થોડે અંશે સંતતીનો પ્રમાદ પણ તેમાં કારણભૂત છે. એ બંને દોષો પ્રભુ ઇચ્છાથી આપણા દેશમાંથી દૂર થાઓ તેમ અંતઃકરણ પૂર્વક ઇચ્છતાં મ્હને આશા છે કે વાંચક બ્હેનો આ " હેમ–મણિ " માળાનો યથાયોગ્ય *બોધ ગ્રહણ કરશે, તેમજ સર્વ પ્રત્યે પોતપોતાનું કર્તવ્ય બજાવવાનાં યત્નો કરીને પોતાનાં ગ્રહોને સુખ, સંપત્તિ, અને શાન્તિના ધામરૂપ બનાવીને અમારા આ પ્રયાશને સફળ કરી દિપાવશે.

જામનગર.
શ્રીવામનજયંતિ.
તા. ૧૭–૯–૧૯૧૮.

લી. સેવક,
દલપતરામ ગૌરીશંકર નવલખા.

---

* પોતાને મળતે અવકાશને સમયે હમેશાં જે સ્ત્રીઓ આ " હેમ–મણિ–માળા "નું મનન કરશે તો તેમનો ગૃહસ્થાશ્રમ અધિકાધિક શુભ ફળદાયી થશે.

॥ ॐ ॥

# भवाटविनुं बन्धन तोडनारां माता, पिता अने सद्‌गुरुनी स्तुति.

## વસંતતિલકા વૃત.

ઉમંગથી ચરણમાં, ધરૂં મુજ શીશ,
દ્રષ્ટિ કૃપાની કરશો, મુજ રંક [1]દીશ;
માતા પિતા, ગુરુ પ્રતાપ અમાપ પેખું,
પ્યારો પ્રસાદ તમ પૂજ્ય તણો હું લેખું. ૧

સંસ્કાર પૂર્વ ભવના, ફલતાં હું આજ,
સ્નેહે સ્તુતિ સ્તવી કરૂં, સઘળાં સુકાજ;
ઉત્પત્તિ છે તમ થકી, તમથી સ્થિતિ છે,
સાષ્ટાંગથી દલુ નમે, તમમાં ગતિ છે. ૨

થાતો અવિનય હશે, નહિ દોષ લેતા,
હું બાલમાં મતિ નથી, ગણી [2]તોષ દેતા;
લૈ ભેટ અલ્પ વિનયી, વિનતી સુણીને,
સ્વિકારશો ચરણમાં, [3]ગુણના [4]રૂણીને. ૩

## ઇંદ્રવ્રજા છંદ.

તિર્થો વસ્યાં છે, ગુરુ પાદ માંહી,
એ ત્યાગી નિશ્ચે નવ જાઉં ક્યાંહી;
જ્યાં જાઉં ત્યાંતો નવ અન્ય જાણું,
સર્વ સ્થળે આપ દીસો દયાળુ.

લી. સેવક,
દલપતરામ ગૌરીશંકર નવલખા.

---

૧. તરફ. ૨. સંતોષ. ૩. ઉપકારોના. ૪. કરજવાનને.

॥ ॐ ॥

# समर्पण अने निवेदन.



ब्रह्मानंन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिम्,
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षि भूतम्,
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥



## સમર્પણ.



અન્ત વિનાના અનન્ત રૂપવાળા, અને અનન્ત અંગ, હાથ, પગ, નેત્ર, તથા મસ્તકોવાળા સાશ્વત પરમાત્માને નમ્ર વન્દન હો. અનેક નામવાળા, અમોઘ બળવાળા, અને સહસ્ત્રકોટિ યુગોને પણ પોતાની પાંખના એક ખૂણામાં ધારણ કરનાર મહાકાલ જેનો અંશ માત્ર છે, એવા સર્વ કાલ સ્વરૂપ પરમાત્માને સપ્રેમ પ્રણામ હો.

મહાસાગરરૂપિ ખડિયામાં નીલગિરિ પર્વત જેટલું કાજળ હોય, કલ્પ વૃક્ષની ડાળીની કલમ હોય, અને તે વડે પૃથ્વીરૂપી કાગળ ઉપર સાક્ષાત્ સરસ્વતી દેવી કદાપિ સર્વ કાળ સુધી લખ્યા કરે, તોપણ હે નાથ ? તમારા ગુણોનો પાર આવે તેમ નથી.

ઉપમાથી, દૃષ્ટિથી, કે અનુભવથી પણ જેનો પ્રભાવ સમજી, માપી ન શકાય એવા હે પ્રભો ? આ ચરાચર લોકના તમે પિતા છો, પૂજ્ય છો, ગુરુ છો, આપ મહાનથી પણ મહાન છો. ત્રણે લોકમાં, અને સમસ્ત બ્રહ્માંડમાં પણ આપના સમાન કોઇ નથી, તોપછી આપનાથી અધિક તો ક્યાંથીજ હોય !

તમેજ મારી માતા છો, તમેજ મારા પિતા છો, તમેજ મારા બન્ધુ છો, તમેજ મારા મિત્ર છો, તમેજ મારી વિદ્યા છો, અને તમેજ મારૂં દ્રવ્ય છો, હે દેવના દેવ ? તમેજ મારૂં સર્વસ્વ છો.

કાયા વાણી અને મનથી—ઇન્દ્રિયોથી, બુદ્ધિથી, અહંભાવથી, કે પ્રકૃતિના સ્વભાવથી હું જે જે કાંઇ કરૂં છું તે સર્વ આપ પરબ્રહ્મને સમર્પણ કરૂં છું એટલા માટે દેહને નમાવી, પ્રણામ કરીને, આપ પૂજ્ય પ્રભુને " પ્રસન્ન થાઓ " " પ્રસન્ન થાઓ " એમ હું સવિનય પ્રાર્થના કરું છું. માટે હે દેવ ! જેમ પિતા પુત્રના, મિત્ર મિત્રના, અને પતિ પ્રિયાના અપરાધો સહન કરે છે, તેમ દયા સ્વરૂપ પ્રભો ? પિતા, સન્મિત્ર અને પ્રિય બનીને આપ મ્હારા નિરંતર થયા કરતા અપરાધો સહન કરો. ક્ષમા કરો.

---

## નિવેદન.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષને સારી રીતે પ્રાપ્ત કરવામાં પતિ પત્નીએ એક સરખાં આચરણ અને વૃત્તિથી તથા એક ચિત્તથી અહોનિશ રહેવું જોઇએ. આમ થાય ત્યારેજ દંપતિ જીવનમાં અભેદ આવી શકે.

ધન, વસ્ત્ર, પ્રેમ, શ્રદ્ધા અને મીઠાં વેણોથી સર્વદા સ્ત્રીએ પતિને અને પતિએ સ્ત્રીને પ્રસન્ન રાખવી.

જે પત્ની નિરંતર પ્રીતિ પૂર્વક અને નમ્રતાથી એક ચિત્ત વડે પતિ અને કુટુમ્બની સેવા કરે છે, તે પતિની ધર્મ સંપતિમાં સહભાગીની થાય છે.

જ્યાં પતિ પત્નીથી અને પત્ની પતિથી નિત્ય સંતોષ પામે છે, ત્યાં સુખ, સંતતિ, આબાદી અને કલ્યાણ નક્કીજ પ્રાપ્ત થાય છે.

મન, વચન, અને કર્મને નિયમમાં રાખનાર, સતી સ્ત્રી અને પવિત્ર પતિ જે સ્થાનમાં વસે છે, તે ખરેખર પૃથ્વી ઉપરનુંજ સ્વર્ગ છે.

વહુનું સારૂં બોલનારી તથા તેના ઉપર પ્રેમ રાખનારી સાસુ, સાસુને અન્તઃકરણથી ચ્હાનારી તથા તે પાસે ન હોય ત્યારે પણ તેનું માન સાચવનારી વહુ, ભાભીનું સૌભાગ્ય સુખ જોઇ આનંદ પામતી નણંદ, નણંદ તરફ અંતરના ઉમળકાથી વર્તતી ભાભી, એક બીજાંને બ્હેન સમાન ગણતી દેરાણી જેઠાણી, અને વધારે કામ પોતેજ કરવું એવી અરસપરસની હરીફાઇ કરતી સ્ત્રીઓ જ્યાં છે; અને ક્ષમા, શ્રદ્ધા, તથા સન્માન વૃત્તિથી સ્ત્રીઓની સાથે વર્તનારા પુરુષો, તથા પુરુષો પ્રતિ દયા, પ્રેમ, અને સહનશિળતા રાખનારી સ્ત્રીઓ, જે કુટુમ્બમાં છે; તે કુટુમ્બ સ્વર્ગ, કૈલાસ, અને વૈકુંઠથી પણ અધિક આનંદરૂપ છે. કારણ કે ત્યાં લક્ષ્મીજીને હૃદયમાં ધારણ કરતા સાક્ષાત શ્રી પૂર્ણ પુરુષોત્તમ શ્રી નારાયણ ભગવાન્ નિરંતર વાસ કરીને રહે છે.

॥ ૐ ॥ શ્રી તત્સત્.

---

॥ ॐ ॥

# શ્રી સદ્‌ગુરુની દક્ષિણામૂર્તિ રૂપે સ્તુતિ.

## શાર્દૂલ વિક્રિડિત.

યોગ ક્ષેમ સ્વધર્મ કર્મ ક્રમમાં, રૂડી રીતે રાખતા,
દ્વૈતાદ્વૈત વિવેક ભાવ જનના, કાઢી બધા નાખતા;
મુદ્રા માત્રથી મોહ રાગ હર્ણા જે, શોધે બધી શક્તિને,
વંદે છે "દલુ" દેવ "નાથ" રૂપ તે, શ્રી દક્ષિણા મૂર્તિને. ૧
જેનાથી અમનસ્ક નિત્ય વિચરી, સંસાર સેતુ તરૂં,
જેથી તર્ક વિતર્ક સર્વ તજીને, નિઃશંક થૈને ફરૂં;
જેથી મસ્ત દશા મહિ વિચરતો, દુઃખો બધાં જે હરે,
એવા શ્રી ગુરૂ દેવને દલુ નમી, આઠે પહોરો સ્મરે. ૨
જેની પૂર્ણ કૃપા વિના નહિ છૂટે, સંસારનાં બંધનો,
જેનો નિર્મલ બોધ દંડરૂપ છે, અજ્ઞાનીને અંધનો;
જેથી તત્ત્વમસિ મહા વચનના, સાક્ષાત્કારો થતા,
તે શ્રી સદ્‌ગુરુ નાથ હાથ પકડતાં, સંતાપ સર્વે જતા. ૩
ઉગે જ્ઞાન શશાંક શ્રેષ્ઠ ઉરમાં, તિમિર તેથી ટળે,
ભાંગે ભ્રાન્તિ ભરેલ ચિત્ત ભ્રમને, બ્રહ્મ જઇ સૌ ભળે;
જેથી ચિત્તની વૃત્તિ શિતળ થતી, હેમંત વારિ સમી,
એવા શ્રી ગુરૂદેવને દલુ સ્મરે, આઠે પહોરો નમી. ૪

લી. સેવક,

દલપતરામ ગૌરીશંકર નવલખા.

॥ ૐ ॥

આ ક્ષણભંગુર સંસારમાં જન્મ આપનાર માતા—પિતા કિંવા કોઈ વડિલોએ પ્રયત્નથી શાસ્ત્રોક્ત ×બ્રાહ્મવિવાહની રીતીએ કન્યાદાન કરી જે પુરુષના હાથમાં પોતાનો હાથ અર્પણ કર્યો હોય, તેનેજ પોતાનો, ઇશ્વર તુલ્ય પતિ માની અહર્નિશ તેની તન, મન અને ધન-વડે અનન્ય ભાવે સેવા કરી પોતાના શિયળવૃત્તને અખંડ સાચવતાં પૂર્ણ પાતિવ્રત્ય પાળવું, એ કુલીન અને આત્મહિતેચ્છુ સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય છે.

પોતાની સાથે પરણેલો પતિ કદરૂપો, દુરાચારી, નઠારા સ્વભાવનો, રોગી, પિશાચ સરખો, ક્રોધી, મદ્યપાન કરનારો, વૃદ્ધ, બુદ્ધિ વિનાનો, મૂગો, આંધળો, બ્હેરો, ભયંકર, દારિદ્રી, કૃપણ, નિંદિત, બીકણ, જુગારી, અથવા લંપટ હોય, તોપણ પતિવ્રતાએ તેની નિત્ય મધુર વાણી વડે, શરીર વડે, સત્કર્મ વડે, દેવની પેઠે નિત્ય નિત્ય સેવા કરવી. પતિ કરતાં કદાપિ પોતાનામાં રૂપ, ગુણ, બળ, કળા, ચતુરાઇ, ડહાપણ, વિદ્યા ઇત્યાદિ ગુણો વિશેષ હોય અને સ્વામી તેથી કાંઇ ઓછો હોય, અથવા બિલક્ષણ હોય તોપણ તેની અવજ્ઞા કરવાથી સ્ત્રીને નીચી ગતિ પ્રાપ્ત થાય છે.

સંસારમાં મનુષ્યોના પરસ્પર જે જે કાંઈ સંબંધ બંધાય છે તે તે તેમના પૂર્વના ઋણાનુબંધને લીધેજ શ્રી ઇશ્વર ઇચ્છાથીજ બંધાય છે;

---

× પોતે પોતાને ઘેર બોલાવીને સારી વિદ્યા અને આચારવાળા યોગ્ય વરને માગણી કર્યા વિના વસ્ત્રાલંકારથી પૂજન કરીને જે કન્યાદાન આપવું તેને બ્રાહ્મવિવાહ કહ્યો છે. મનુસ્મૃતિ.

એમ સમજી સુજ્ઞ સ્ત્રીઓએ પોતાને પણ પ્રારબ્ધ કર્માનુસાર શ્રી પ્રભુની ઇચ્છાથી જે પતિ મળ્યો હોય, તે કદાપિ ગુણવાન્ કે ગુણહીન હોય, તથાપિ તેનાથી કલેશ—કુસંપ નહિ કરતાં પૂર્વ કાલની સતીઓનાં ચારિત્રો અને તેમને પાતિવ્રત્ત પાળતાં પડેલાં કષ્ટો તથા પોતાને સત્શાસ્ત્રથી થયેલો બોધ સ્મરણમાં લાવી, તથા ધૈર્યવડે શુભ પતિ-ભાવનો વિચાર રાખી પ્રાપ્ત પતિથીજ સંતોષ માની પ્રસન્નતા પૂર્વક નિભાવ કરી લેવો જોઇએ. એજ પ્રતિષ્ઠિત મા—બાપની પુત્રીઓનો ધર્મ છે. જે ઉચ્છૃંખલ સ્ત્રીઓ પોતાની ટાપટીપ અને ઉછાંછળી વૃત્તિ પ્રમાણે મન માનતો પતિ નહિ મળવાથી, તે વિવાહિત પતિ સાથે ક્લેશ, કંકાસ કરી, તેને દૂભવી પર પુરુષનું સેવન કરે છે, તે પાપિ-ણીઓ આ લોકમાં નિંદાનું પાત્ર થઇ, અલ્પ સુખ માટે પોતાનું સઘળું જીવન બગાડી, વૃદ્ધાવસ્થામાં પોતે કરેલાં કુકર્મ સંભારી પસ્તાવો કરતાં અપાર દુઃખો સહી, મરણ સમયે પણ મહા કષ્ટો ભોગવતાં પરાકા-ષ્ટાએ પ્રાણ મુક્ત થઇ, યમપુરીમાં જઇ નરકાદિકની દારુણ વેદનાઓ ભોગવે છે.

વ્યભિચાર કર્મ કરનારી જારિણી સ્ત્રીઓ યમપુરીમાં જઇ, યમ-દૂતો દ્વારા પોતાનાં કરેલાં કુકર્મનું ફલ ભોગવતાં પશ્ચાતાપ કરે છેઃ—

મને સુખ કરનારૂં મારા સ્વામીનું વચન મેં નજ માન્યું. પતિ સેવન એજ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે એમ જાણીને મેં મારા સ્વામીની સેવા કરી પતિવ્રત ક્યારે પણ પાળ્યું નહિ, તથા મારાં સાસુ આદિ વૃદ્ધની ઘટતી સેવા પણ કોઇ દિવસ કરી નહિ અરેરે ! હે જીવ ! તેં તારા ઉદ્ધાર માટે કાંઇ પણ કર્યું નહિ ? ? ?

જે સુજ્ઞ સ્ત્રી, વિરૂદ્ધ પતિ મળવાથી અનેક કષ્ટો સહન કરતાં

પણ અનાચરણોથી દૂર રહી, તે પતિનેજ ઇષ્ટ માની, તેની આજ્ઞાને આધિન રહી સેવા કરતાં પોતાનું આયુષ્ય પુરૂં કરે છે, તે પવિત્ર સ્ત્રીતો માત્ર આ એકજ જન્મમાં પૂર્વજન્મમાં કરેલાં નિવિધ કર્મોનું ફળ ભોગવી છૂટી, અંતે પતિ સાથે સ્વર્ગાદિ દિવ્ય લોકની ગતિ પામી અપાર સુખની ભોક્તા થાય છે, પણ જે કુટિલા સ્ત્રીઓ પ્રાપ્ત પતિથી સંતોષ નહિ પામતાં દુઃખરૂપ વ્યભિચારાદિ કર્મમાં સુખ માની જારિણીઓ થઇ નીચ કર્મ કરે છે, તે તો પોતાના માબાપના તથા સ્વામીના કુલને કલંક લગાડી, આ લોકમાં અત્યંત દુઃખો ભોગવી છેવટે મહા અધમ ગતિ પામે છે. જેથી તેના આ લોક અને પરલોક બન્ને બગડે છે.

× નારદ પુરાણમાં કહ્યું છે કેઃ—

દુરાચરણી સ્ત્રી શિયળ ભંગ થવાથી પિતાના ને પતિના બંને કુળને અધોગતિ પમાડે છે; તથા પોતે પણ આ લોક ને પરલોકમાં દુઃખી થાય છે.

પતિનું અપમાન કરનારી કુલટા અધમ સ્ત્રીઓની અધમ ગતિ વિષે ધર્મ શાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

સ્ત્રી મોહને લીધે પતિનુ અપમાન કરવાથી કયા કયા નર્કમાં નથી પડતી ? અર્થાત બધી જાતનાં નર્કોમાં પડે છે; ને મહા કષ્ટે કરી મનુષ્યપણાને પામે છે, તો તેમાં પણ તે શું શું દુઃખ નથી પામતી ! સઘળાં દુઃખોને પામે છે.

---

× સ્ત્રી વર્ગ બહુ ભાગે સંસ્કૃતથી અજ્ઞાત હોવાથી શ્લોકો આપેલા નથી.

દક્ષ સંહિતામાં જણાવ્યું છે કેઃ—

દરિદ્ર તથા રોગી એવા સ્વામીનું જે અપમાન કરે છે તે વારંવાર કુતરી, ગરધણુ, અને મગરીના જન્મોને પામે છે.

પારાશર સંહિતામાં દર્શાવ્યુ છે કેઃ—

દરિદ્ર, ભોગી, રોગી અને મૂર્ખ પતિની જે સ્ત્રી અવજ્ઞા કરે છે તે મુઆ પછી સર્પિણી થાય છે; અને ત્યાર પછી સ્ત્રીના અવતારમાં વારંવાર વિધવાપણું પામે છે.

મનુસ્મૃતિમાં વર્ણવ્યું છે કેઃ—

જે સ્ત્રી પતિનું અપમાન કરીને સંતાનના લોભથી વ્યભિચારાદિ કર્મો કરે છે, તે આ લોકમાં નિંદાય છે, ને પતિલોક (સ્વર્ગાદિલોક)થી પણ હણાય છે.

જ્યારે વર કન્યાની લગ્ન ક્રિયા થાય છે, ત્યારે ચોરીમાં સપ્ત શૈલ ( સપ્તપદી )નું પૂજન કરતાં પરસ્પર સ્ત્રી પુરૂષ સાત પ્રતિજ્ઞાઓ કરે છે. તેમાં કન્યાની સાત પ્રતિજ્ઞાઓ નીચે પ્રમાણે છે.

કન્યા વરને કહે છે કેઃ—હે સ્વામિન્! મ્હેં આ મોટું સૌભાગ્ય તમારાથી મેળવ્યું.

—આપ જે સંપાદન કરીને લાવશો તેટલામાં હું સંતોષ પામીશ.

—હું નિત્ય આપની આજ્ઞા સંપાદન કરીશ.

—હું પવિત્ર રહી સારા શણગાર ધારણ કરી, મન, વચન, અને કર્મવડે તમારી સાથે રમીશ.

—દુઃખમાં ધૈર્ય રાખનારી, સુખમાં પ્રસન્ન થનારી, એવી હું

આપના દુઃખ સુખમાં ભાગીયણુ છું. આપની આજ્ઞા વિના હું અન્ય કોઇ સ્થળે જઇશ નહિ.

—તમારાં ઘરનાં કામો હું સુખેથી કરીશ. સાસુ સસરાની સેવા અને બન્ધુઓનો સત્કાર કરીશ. જ્યાં તમે ત્યાં હું, ને જ્યાં હું ત્યાં તમે, એમ આપની સાથે ઐક્યતાથી વર્તીશ. હું આપને કદી પણ ઠગીશ નહિ ને આપ પણ મને નહિ ઠગો.

—હું હોમ યજ્ઞાદિ કાર્યમાં આપને સહાય કરનારી છું. ધર્મ અર્થ અને કામ સંબંધી કાર્યોમાં હું તમારા મનની ઇચ્છા પ્રમાણે વર્તીશ.

—આ મારી પ્રતિજ્ઞાઓના બ્રાહ્મણ, અગ્નિ, દેવ, મારાં માતા, પિતા અને સંબંધી વર્ગ, એ સર્વ સાક્ષીરૂપ છે.

—એ પ્રમાણે લગ્ન સમયે કરેલી પ્રતિજ્ઞા પત્નીએ પતિ સાથે સંસાર વ્યવહારમાં પર્વતના જેવી દઢતા રાખી ઐક્યતાથી વર્તવાનું બતાવવા માટે છે. તેમ છતાં જે નીચ સ્ત્રી બ્રાહ્મણ, અગ્નિ અને દેવ આદિની સમક્ષમાં પતિ આગળ પ્રતિજ્ઞાઓ કરીને, તે પ્રમાણે ન વર્તતાં વિરૂદ્ધ વર્તે છે, તે આ લોક ને પરલોક બંનેમાં દુઃખ પામે છે.



॥ ૐ ॥

# લગ્નમાં સપ્ત પદી.

## પતિ પત્નીની લગ્નમાંની પ્રતિજ્ઞાઓ.

### વસંતતિલકાવૃત્ત.

વરઃ—છે ધર્મપત્ની નરનુ અર્ધાંગ જાણ્યું,
અર્પ્યું તુજને મનથી પ્રમાણ્યું;
તેથી હૃદયમાં સદા શુદ્ધ પ્રેમધારી,
રક્ષા કરૂં અરધ અંગ ગણી તું નારી. ૧

કન્યાઃ—જ્યાં જ્યાં જશો પ્રભુ તહાં તમ સાથ આવું,
છાંયા રૂપે અનુસરી પતિની કહાવું;
હો સુખ કે દુઃખ જરી મનમાં ન લાવું,
સેવા વિષે રહી સદા પતિ ગુણ ગાવું. ૨

વરઃ—પાળે કુટુમ્બ, નહિ કલેશ જરા કરે તું,
વૃદ્ધો તણાં વચન નિત્ય શિરે ધરે તું;
કર્તવ્ય તારૂં મનમાં સમજે અરે તું,
પાળું તદા પ્રણયથી તુજને અરે હું. ૩

કન્યાઃ—પાળું કુટુમ્બ, નહિ દ્રોહ ધરૂં જરાએ,
સેવા કરૂં વડિલની વિધીથી સદાએ;
ઇચ્છિયું મળે નવ મળે રહું હર્ષ માંયે,
સ્વામી તણી થઇ રહું મન વાણી કાયે. ૪

વરઃ—જો તું રહે પતિવ્રત નિત્ય પાળનારી,
સંસાર કાર્ય અડધું તું ઉઠાવનારી;
વાણી મૃદુથી તન તાપ સમાવનારી,
પાળું ગણી અધિક પ્રાણથી પ્રિય નારી. ૫

કન્યાઃ—ભક્તિ કરૂં પ્રભુ ગણી પતિ હું તમારી,
સ્વામી તણા ચરણમાં રહું ભાવ ધારી;
વાણી વદી કટુ કદા નહિ દુભાવનારી,
ભાખું સદા મધુર વાક્ય વિનોદકારી. ૬

વરઃ—આજ્ઞા ધરી શિર પરે સહુ સુખ દેતી,
સંસાર કાર્ય સુખ દુઃખ વિભાગ લેતી;
એવી કુલીન પ્રમદાપર રાખી પ્રીતિ,
પાળું ધરી સજ્જન કેરી રીતી. ૭

કન્યાઃ—સ્વામી તણા સુખ વિષે, રહુ પૂર્ણ સુખી,
આઓ કદી દુઃખી તમો થઉં હુંય દુઃખી;
એ રીત નિત્ય સુખ દુઃખ વિભાગી થાઉં,
આજ્ઞા તમારી શીરથી સઘળી ઉઠાવું. ૮

વરઃ—શાસ્ત્રાનુશાસન જદા કહ્યું પાળનારી;
શૈ ધર્મપત્ની પતિના પદ સેવનારી;
સંસારવારિ નિધિ પાર ઉતારનારી,
છે ધન્ય જન્મ મુજ જો મળી ધર્મનારી. ૯

કન્યાઃ—થઇ સ્નાનથી ઋતુ થકી, અતિ શુદ્ધ દેહે,
ક્રીડા કરૂં નિજપતિ થકી સ્વામી ગેહે;
ચક્ષુ તથા, મનથકી નગણું બીજાને,
માનું બીજા પુરૂષ, ભ્રાત પિતા સમાને. ૧૦

વરઃ—હુંયે નહિ ઠગું તુને કદી કોઇ રીતે,
સાક્ષી કર્યા જગપતિ અતિ ચાહું ચિત્તે;
પાળીશ અંગ ગણીને, તુજને હું પ્રીતે,
એ ધર્મ પત્ની સમજે, નિજ ધર્મ નિત્યે. ૧૧

કન્યાઃ—વાણી શરીર મનથી, ઠગુંના પતિને,
સાક્ષી કર્યા વચનના કમળા પતિને;
સાથે રહીશ જગમાં, સુખથી સુપ્રિતે,
ના ક્લેશ થાય કદી, વર્તીશ એવી રીતે. ૧૨

વર;—સંસાર કાર્ય સઘળાં દઇને સુધારી,
ધર્માર્થ કામ વિષયે, બહુ સહાયકારી;
આ લોકમાં સુરલોક બતાવનારી,
મુક્તિ તદા સહજ દંપતિની થનારી. ૧૩

કન્યાઃ—વ્હેલી ઉઠી પતિ થકી, ગ્રહ કાર્ય ત્યાગી,
યજ્ઞાદી કાર્ય કરવા, થઉં અર્ધ ભાગીઃ
ધર્માર્થ કામ સમયે, રહુ નિત્ય સાથે,
સર્વ સ્વમેવ અરપ્યું, નિજ નામ હાથે. ૧૪

---

## સાખી.

પતિ પરમેશ્વરનું રટણુ, શુદ્ધ મનથી જો થાય;
જન્મ મરણુ ફેરા ટળે, પાપ અમાપ કપાય.
દેવ પીયુ દૈવત પીયુ, ને પીયુ છે સ્ત્રીના પ્રાણુ;
લીન રહે પતિમાં સતિ, તો પામે કલ્યાણુ.

---

# ઉપસંહાર.

પતિ પ્રત્યે જે સ્ત્રી સારા સ્વભાવવાળી, મધુરૂં બોલનારી, રૂડા આચરણોવાળી, સુખરૂપ દેખાવવાળી, પતિમાંજ એક ચિત રાખનારી, તથા પ્રસન્ન મુખવાળી હોય તેનેજ ધર્મચારિણી જાણવી.

સ્ત્રીઓનો તો પતિજ દેવ, સ્નેહી તથા ગતિ છે. પતિના સમાન કોઇ બીજું ગતિ તથા દૈવત દેનારૂં નથી, કારણ જગતમાં પ્રત્યેક સ્ત્રીઓને પોતપોતાનો પતિ પરમેશ્વર તુલ્ય સેવ્ય છે.

આજ પતિની સેવક છે, એમ અનેક ધર્મ શાસ્ત્રો, પુરાણો અને ઇતિહાસોથી ચોક્કસ સિદ્ધ થાય છે.

સતી શિરોમણિ અનુસુયાએ પોતાના પ્રાણનાથની સેવા ન ચૂકવાનેજ સોસો વર્ષ સુધી અનાવૃષ્ટિનાં અસહ્ય દુઃખો સહન કરેલ છે.

મહાસતી અરૂંધતિએ તેજ ધર્મ જાળવવા પોતાના સો સો પુત્રોનો નાશ થતા છતાં ધીરજ ધરી પોતાના પતિને ધૈર્ય આપેલ છે. પરમ પવિત્ર લોપામુદ્રાએ તેજ ધર્મ નિષ્પ્રમાદપણે સેવી અદ્ભૂત કીર્તિ મેળવી છે.

સૌભાગ્યનાં ભુષણ ઇચ્છનારી ભોગવતીએ ભારે ભયંકર નાગરૂપ પતિની પણ પરમેશ્વર બુદ્ધિથી પ્રેમપૂર્વક પૂજા કરીને એજ ધર્મનો ચમત્કાર દેખાડયો છે.

નીતિના નિવાસરૂપ નર્મદાએ ક્રોધી, ક્રુર, કપટી અને અનેક દુર્ગુણવાળા કૌશિક નામના પોતાના પતિને મસ્તકપરે ઉપાડી પ્રત્યેક પૂણ્ય તીર્થમાં ફરીને એજ ધર્મનો ઉત્કર્ષ કર્યો છે.

મહા પ્રતાપવાળી મદાલસાએ પોતાના પ્રાણનાથ કુવલ્યાશ્વનું

દંભી દાનવથી ખોટું અહિત સાંભળી પોતાના પ્રાણ પરહરીને પણ ધર્મની દૃઢતા કરી છે.

જગજ્જનની સતીયે પોતાના પિતા દક્ષ પ્રજાપતિના મુખથી પોતાના પ્રાણનાથ સદાશિવની નિંદા સાંભળીજ પોતાના પ્રિય પ્રાણોને પરલોકના પ્રવાસી કરી તેજ ધર્મની મહત્તા બતાવવામાં બાકી રાખ્યું નથી. એટલુંજ નહિ પરંતુ ફરીથી હિમાચળને ઘેર જન્મ લઇ જન્માંતરમાં પણ તેજ પ્રાણનાથની પ્રાપ્તી માટે બાર બાર વર્ષ સુધી દુષ્કર તપ કર્યું. છેવટ તપનું ફળ પ્રાપ્ત ન થતાં ચિતા ખડકીને તેમાં પોતાના કોમળ શરીરની આહુતિ આપવાની તૈયારી કરી શુદ્ધ સતિ ધર્મ લોકોના હૃદયમાં ચિતરેલ છે.

પવિત્ર સતી સાવિત્રીએ યમરાજના દુર્ભેદ પાશના બંધનથી પોતાના પ્રિય પ્રાણનાથ સત્યવાનને છોડાવી ધર્મની ચડતી, આબાદી, અને કલ્યાણ કરવાપણું પ્રસિદ્ધ કરેલ છે.

સતિજન શિરોમણિ સીતાજીએ રાજ્યસુખનો વૈભવ ત્યાગી બાર વર્ષની બાલ્યાવસ્થામાં રઘુકુળ તિલક શ્રીરામચંદ્રજીની સાથે ચૌદ વર્ષ સુધી વનવાસનાં દુઃખોમાં ભાગ લઇ ઉપરનાજ ધર્મની સર્વોત્તમ મહત્તા દર્શાવી છે.

સદ્‌ગુણી દમયંતીએ પોતાના પ્રાણનાથ પૂણ્યશ્લોક નળરાજા સાથે રાજ્ય સુખ અને પ્રાણ તુલ્ય પોતાનાં બાળકોને પણ મેલી દઇ વનવાસમાં દુઃખનો ભાગ લીધો; એટલુંજ નહિ પણ કળીના આવેશથી અર્ધ રાત્રીને સમયે નળરાજા પોતાને ભર નિંદ્રામાં ભયંકર વનમાં એકલી સુકીને જતા રહ્યા છતાં તેની ઉપર ઇર્ષ્યા કે દ્વેષ લેશ પણ ન લાવતાં પોતાના પિતાને ઘેર હજારો પ્રયત્ન કરી પહોંચ્યાં ને નળ

તેનો ત્યાગ કરવાથી પોતાના ઉપર પડેલાં દુઃખોને નહિ સંભારતાં પુણ્યશ્લોક નળરાયમાં નિઃસીમ પ્રેમ રાખી તેની પ્રાપ્તી કરી શું ધર્મની પુષ્ટીમાં કંઈ કચાશ રાખી છે ?

રાજ્યપુત્રી શ્રી રૂક્મિણીજીએ પોતાના વિવાહના વખતે પોતાના પ્રાણનાથ શ્રીકૃષ્ણને આવતાં વિલંબ થવાથી તે સમયે પોતાના પ્રાણનો નાશ કરવાની તૈયારી કરી તે તથા પોતાના સહોદર ભાઇ રૂક્મિનો વધ કર્યો તોપણ તે વિષે દ્વેષ કે ઔદાસ્ય ન કરતાં ઉલટી બળભદ્ર વિષે યાવત જીવિત પ્રતિદિવસ વધતી માન્યદૃષ્ટી રાખીને સતીધર્મને ટેકો આપેલ છે.

સ્ત્રીઓને તો પ્રાણનાથજ સેવ્ય છે જેમાં સ્ત્રી પોતે સેવક છે. કુલીન સ્ત્રીઓએ પોતાનો પતિ અંધ હોય, કે અપંગ હોય, કુબડો હોય કે કરૂપો હોય, મુંગો હોય કે મન ફરેલો હોય, રોગી હોય કે રીસાળ હોય, ક્રુર હોય કે કપટી હોય, જડ હોય કે જુગટીઓ હોય તોપણ તેને પોતાનો પરમેશ્વર, પોતાનું દૈવત અને પોતાનું સર્વસ્વ માનવો; તેમજ મન, વચન, કર્મથી સેવા કરતાં તેનું પ્રિય અને હિત થાય તેમજ કરવું. ઇતિ શિવમ્ઃ

---

॥ ॐ ॥

# भारत वर्षनी विदुषी आर्याओ.

### ગઝલ.

અહો ! આ હિન્દ દેવીની, કુખે જન્મેલીઓ જાયા;
કથે છે મુક્ત કંઠેથી, ગુણો જેનાં કવિરાયા.
વિદુષીઓ હતી એ તો, ન્યાય વેદાન્ત આદિમાં;
નહિં હારી ઋષિઓથી, [1]પ્રખર શાસ્ત્રાર્થ આદિમાં.
ગારગી, સુલભા આદિ, ગઇ રીસાઇને ક્યાંએ;
અરે તારામતિ રાણી, ગઇ મુંઝાઇને ક્યાંએ.
સતી મન્દાલસા દેવી, બ્રહ્મવિદ્યા તણી દાતા;
દઇ નિજ બોધ પુત્રોને, કર્યા નિજ રૂપથી જ્ઞાતા.
અહો મન્દોદરી રાણી, હતી લંકેશની પ્યારી;
વિદેહીને હરિ લાવી, કરો કાં ? જાનની ખ્વારી.
અરે ઉપદેશ દેતીતી, દશાનનને સુનીતિનો;
તથાપિ કાલને આધિન, ન માન્યો બોલ પ્રીતિનો.
સતી સીતા ગયાં ક્યાંહે, ગયાં ક્યાં દ્રૌપદી દેવી;
અહો શો નેમ ગાન્ધારી, રહીતી પ્રેમથી સેવી.
રાય ધૃતરાષ્ટ્રની આંખો, તણું સુખ જ્યે અકારૂં રે;
તો પછી નેત્ર મ્હારાનાં, સુખોને હું ધિક્કારૂં રે.
રહી નિજ નેત્ર પર બાંધી, સદા માટે અરે ! પાટો;
પતિવ્રત પાળવા માટે, ન દીધો પાયને પાછો.

---

૧ મહાન.

ગઇ લિલાવતી ક્યાંએ, ગણિત નિર્માણ કરનારી;
અહા વિદ્યાધરી દેવી, સભા અધ્યક્ષ બનનારી.
ગઇ ક્યાં પદ્મણી રાણી, ગઇ ક્યાં જોધબાઇરે;
ગઇ ક્ષત્રાણીઓ ક્યાંએ, બતાવી દ્યો વધાઇરે.
અરે મુજ આર્ય બ્હેનો ક્યાં ? ત્યજો નહિ મોહિની નિદ્રા;
જુઓ જાગી જરા આંખે, થઈ તમ જાતમાં [1]ભદ્રા.
દઇ પ્રાણાહુતિ પ્રેમે, ટકાવ્યો ધર્મ પૂર્ણ તયા;
તમો પણ હે ? ભગિનીઓ, ટકાવો ધર્મ પૂર્ણ [2]તયા.
અહા ? આદર્શ રૂપ બનો, લઇને શ્રેષ્ઠ કેળવણી;
કરો તૈયાર સંતાનો, દઇને શ્રેષ્ઠ કેળવણી.
જુઓને જાગીને બહેનો, ત્યજો રીતો નઠારીને;
સતીઓનાં ચરિત્રોને, હૃદય માંહે વિચારીને.
કથે છે *કહાન હે બહેનો, કવિગો હોંશથી ગઠે;
હેમની આ મણિમાળા, કરો ધારણ તમે કંઠે.

---



---

૧ પ્રકાશયુક્ત. ૨ પૂરી રીતે. * શ્રીયુત કહાનજી વહાલજી જામનગર.

# સ્ત્રીઓનું સૌભાગ્યવૃદ્ધિ કરનારૂં પતિ સ્તોત્ર.

નમઃ કાન્તાય ભર્ત્રેચ, શિવ ચન્દ્ર સ્વરૂપિણે;
નમઃ શાન્તાય દાન્તાય, સર્વ દેવા શ્રયાયચ. ૧
નમો બ્રહ્મ સ્વરૂપાય, સતી પ્રાણ પરાયચ;
નમઃ સ્યાયચ પુજ્યાય, હૃદાધારાય તે નમઃ ૨
પંચ પ્રાણાધિ દેવાય, ચક્ષુષ સ્તાર કાયચ;
જ્ઞાન ધારાય પત્નીનાં, પરમાનન્દ દાયિને. ૩
પતિ બ્રહ્મા પ્રતિ વિષ્ણુ, પતિ રેવ મહેશ્વર;
પતિશ્ચ નિર્ગુણા ધારો, બ્રહ્મરૂપો નમોસ્તુતે. ૪
ક્ષમસ્વ ભગવન્ દોષં, જ્ઞાનાજ્ઞાન કૃતંચયત્;
પત્ની બંધો દયાસિન્ધો, દાસી દોષં ક્ષમસ્વચ. ૫
ઇદં સ્તોત્રં મહા પૂણ્યં, સૃષ્ટ્યાદો પદ્મયાકૃતમ્;
સરસ્વત્યાચ ધરયા, ગંગયાચ પુરાતનમ્. ૬
સાવિત્ર્યાચ કૃતં પૂર્વં, બ્રહ્મણે ચાપિ નિત્યશ;
પાર્વત્યાચ કૃતં ભક્ત્યા, કૈલાસે શંકરાયચ. ૭
મુનીનાંચ સુરાણાંચ. પત્નિ ભિશ્ચ કૃતં પુરા;
પતિવ્રતાનાં સર્વાસાં, સ્તોત્રમે તચ્છુ ભાવહમ્. ૮
પતિવ્રતાચ સ્તુત્વાચ, તીર્થ સ્નાન ફલં લભેત્;
ઇદં જપ્ત્વા સતી ભક્ત્યા, ભુંક્તે સા તદનુજ્ઞયા. ૯

# પતિ સ્તોત્રનો ભાવાર્થઃ—

૧ શિવ અને ચન્દ્ર સ્વરૂપ કાન્ત–ભર્ત્તાને નમસ્કાર હો. શાન્ત, દાન્ત, અને સર્વ દેવના આશ્રયરૂપ પતિદેવને નમસ્કાર હો.

૨ નમન કરવા યોગ્ય, બ્રહ્મરૂપ અને સતીના પરમ પ્રાણુરૂપ પતિને નમસ્કાર હો. પૂજન કરવા યોગ્ય, અને હ્રદયના આધાર રૂપ પતિને નમસ્કાર હો.

૩ પાંચ પ્રાણુના અધિદેવ, આંખના તારારૂપ, જ્ઞાનના આધારરૂપ અને પત્નીને પરમ આનંદ આપનારા પતિદેવને નમસ્કાર હો.

૪ પતિ બ્રહ્મા છે, પતિ વિષ્ણુ છે અને પતિ એજ મહેશ્વર છે. પતિજ નિર્ગુણ, આધારરૂપ અને બ્રહ્મરૂપ છે; તેમને નમસ્કાર હો.

૫ હે ભગવાન્ જાણે અજાણ્યે કરેલા મારા અપરાધ ક્ષમા કરો. હે પત્નીના મિત્ર, હે દયાસિંધુ, આ દાસીના દોષ ક્ષમા કરો.

૬ આ મહા પવિત્ર અને પુરાતન સ્તોત્ર સૃષ્ટિના આરંભમાં બ્રહ્માએ રચેલું છે. આ સ્તોત્ર સરસ્વતિ, ધરા અને ગંગાએ પઠન કરેલું છે.

૭ પૂર્વે સાવિત્રી પણુ તે વડે નિત્ય બ્રહ્માની સ્તુતિ કરતાં અને કૈલાસમાં પાર્વતી પણુ એ સ્તોત્ર વડે શંકરની ભક્તિ કરતાં.

૮ પૂર્વે ઋષિ પત્નીઓ અને દેવતાઓની પત્નીઓએ પણુ આ સ્તોત્રવડે પોત પોતાના પતિઓની સ્તુતિ કરી છે; કેમકે આ સ્તોત્ર સર્વ પતિવ્રતાઓનું કલ્યાણુ કરનારૂં છે.

૯ જે પતિવ્રતા નારી આ સ્તોત્રવડે પતિની સ્તુતિ કરે છે, તે તીર્થ સ્નાનના ફળને પામે છે. સતી સ્ત્રીએ ભક્તિપૂર્વક આ સ્તોત્રના ઉચ્ચાર વડે પતિની સ્તુતિ કર્યા પછી પતિની આજ્ઞા લઇને ભોજન કરવું.

---

॥ ॐ ॥

# સ્ત્રીઓનું ઉત્તમ કર્તવ્ય.

---

( રાગ-ઓધવજી સંદેશો દેજો શ્યામને. )

સાંભળજો બ્હેનોરે ધર્મની વાતડી,
[1]નિત્યકર્મ શાં કરે સતી સન્નાર જો;
ગૃહસ્થ આશ્રમમાં તે કેવી સંચરે,
તરે કેમ ભવસાગર સહ ભરથારજો. સાંભળજો.

પ્રાતઃ વ્હેલાં પહેલાં પતિની ઊઠવું,
ચ્હાવું પ્રભુથી સ્વામીનું કલ્યાણ જો;
શરીરની શુદ્ધિ બહિ અંતરથી કરી,
ઉઠાડવા પાછળથી પ્યારા પ્રાણજો. સાંભળજો૦

દાતણ શૌચ થયા પછી પિયુને નવા'ડવા,
પ્હેરાવો વસ્ત્રો પાવન લઇ હાથજો,
વેદધ્વનિથી સંધ્યા હવન બંને કરો,
બ્રહ્મયજ્ઞ કરી રીઝાવો જગનાથ જો. સાંભળજો૦

---

૧ સ્ત્રીઓનું નિત્યકર્મ મેળવવા ઇચ્છનારે અડધા આનાનો પોસ્ટ સ્ટેમ્પ મોકલી બીલખા આનંદાશ્રમમાંથી મંગાવવું.

પ્રણામ પતિને કરીને ઘર કામે મચો,
વાળી ચોળી વાસણ માંજી સાફજો;

ફુવડ માફક ઠાલી કુથલી ના કરો,
સવારના પહોરે નવરાંની સાથજો. સાંભળજો૦

યોગ્ય સમય રાંધીને પતિને જમાડવા,
રીઝવતાં કરી મીઠી મીઠી વાતજો;

ઉકેલી ભોજનથી સસરા સાસુને,
પિતૃ, અતિથિ, તર્પી જમજો આપજો. સાંભળજો૦

પરવારીને બલિ વિશ્વ [1]ભૃત્યો થકી,
વાંચો શીખો, ભરતર ભરજો સારજો;

સાયંકાળે પાછા પતિના આવતાં,
સંધ્યા હવન જમાવો કરીને પ્યારજો. સાંભળજો૦

રસોઇ ભોજનથી રાત્રિમાં નિપટી[2],
પોઢાડો પ્રીતમને ચાંપી પાયજો;

સુખ દુઃખની વાતોથી હૈડાં મેળવી,
મીઠડા રસ ઉછળાવો, પ્રેમ ઉપાયજો. સાંભળજો૦

સંતાનોને કેળવો શિક્ષા જ્ઞાનથી,
કદિ પણ ક્રોધ કરીને મારો ન મારજો. સાંભળજો૦

---

૧ નોકરો. ૨ નિવેડી.

ધીર, વીર, શુરવીર, ગંભીર, બનાવજો;
કહીને મહા પુરૂષોના જીવન સારજો. સાંભળજો૦

જગત્ તણાં ઉપકારે જીવન ગાળજો,
દૂર કરી દુઃખિયાંના કષ્ટ અપારજો. સાંભળજો૦

પતિની સાથે આશ્રમ ધર્મ નિભાવીને,
ધર્મ અર્થ ને કામ, મોક્ષ હ્યો સારજો. સાંભળજો૦

( સતી સંગીતાવળિ. )

---

॥ ॐ ॥

( થોડી મુદ્દતમાં બહાર પડશે. )

## બીજી આવૃત્તિ.

# સ્વાર્થમય સંસાર.

એ નામનું રસીક નોવેલ ચાલુ જમાના પરથી સુધરેલી ઢબ-છબમાં અસરકારક રીતે શ્રંગાર, કરૂણા, હાસ્ય અને વિરરસ વગેરે રસોથી પાંત્રીશ પ્રકરણમાં પ્રથમ ભાગ પૂરો કર્યો છે. કિંમત અગાઉથી ગ્રાહક થનાર પાસેથી રૂપિઆ બે પાછળથી રૂપિઆ ત્રણ.

## ૩૫ પ્રકરણનાં મથાળાં.

૧ મનહર બાગમાં માનુની, ૨ ભવિષ્ય વેત્તાની ઠગાઈ, ૩ જુગારના અખાડામાં ખૂન, ૪ જૂનિ આંખે નવા તમાસા, ૫ સભા મંડપમાં સરસ્વતિ, ૬ નર્મદાનુ મદનપાળ સાથે નાશી જવું, ૭ પોલીસનો પ્રપંચ, ૮ શામભાની શોધ, ૯ સરસ્વતિના સ્વદેશોદ્ગાર, ૧૦ પારસી બાનુનો પશ્ચાતાપ, ૧૧ સુંદરભાનો સંતાપ, ૧૨ કાર્યભારીની ક્રુરતા, ૧૩ મદનપાળનો મોજશોખ, ૧૪ વશીકરણના વરઝોરા, ૧૫ રાંડયા પછીનું ડહાપણ, ૧૬ વિધાતાની વિચિત્રતા, ૧૭ સરસ્વતિની શોધ, ૧૮ શયનગ્રહનું શિવમંદિરમાં સ્વપ્નુ, ૧૯ નર્મદાનું કલ્પાંત, ૨૦ છતની બ્હેન, ૨૧ નિમકહરામિ નોકર, ૨૨ દુરદશાનો દેખાવ, ૨૩ પત્નીનો પત્ર, ૨૪ દુઃખને અંતે સુખ, ૨૫ મિત્ર પત્નિ તે માતુ, ૨૬ પુત્રોત્સવ, ૨૭ શ્રીમંતમાં સંતાપ, ૨૮ કામિની કળા, ૨૯ પતિની પરિક્ષા, ૩૦ શિયળવ્રત ભંગ, ૩૧ સુંદરીને સદ્ઉપદેશ, ૩૨ પ્રમદામતિ પાનીએ, ૩૩ અવિનાશીની અદ્ભુત ઇચ્છા, ૩૪ પતિ પત્નિનો પ્રેમ, ૩૫ ગ્રંથાવલોકન.

## અભિપ્રાયોમાંની સટુંક ટીપણ.

ચાલુ જમાના પરથી સુધરેલી ઢબછબમાં લખાયેલું સ્વાર્થમય સંસારનું નોવેલ વાંચી જોતાં અત્યાનંદ થયો, લેખક મી. નવલખાની કલમની શૈલી અને ઉંડા સમાયેલા વિચારો ગુજરાતિ જનોને આનંદ ઉપજાવી ચાલતા કઢંગા રિવાજને દૂર કરાવશે !

**કૃષ્ણાલાલ કેશવલાલ ત્રિવેદી બી. એ. એલ. એલ. બી.**

હાઇકોર્ટ પ્લીડર—ભાવનગર.

લેખક મી. નવલખાનો શ્રમ અતિ સ્તુત્ય છે. લેખની શૈલી સ્થળે સ્થળે સ્વદેશાભિમાનનો જુશો અને હૃદયનો ઉત્સાહ આપોઆપ દર્શાવી દે છે. ખાસ કરીને બાળલગ્નપ્રતિ બંધક વિવેચન સર્વને ચોક્કશ મનન કરવા યોગ્ય છે. એકંદરે પુસ્તકમાંના શ્રંગાર, હાસ્ય, વીગેરે રસોના વિષયો જન સમાજને આકર્ષણ કરે તેવા હોઇ નિરૂત્સાહી મનને આનંદમય કરી દેછે.

**કનૈયાલાલ ગીરધરલાલ કોઠારી.**

બી. એ. એલ. એલ. બી. મુંબઇ.

---

## સ્થળ સંકોચને લીધે અભિપ્રાય વગરનાં નામો.

મે. નિર્ભયશંકર જીવણરામ મારૂ દિવાનજી સાહેબ પોરબંદર.

મે. મણિશંકર ગોવિંદજી વૈદ્ય શાસ્ત્રીજી જામનગર.

મે. હરિશંકર વેણીશંકર વૈશ્નવ બી. એ. એલ. બી. જામનગર.

મે. એમ. પેસ્તનજી દિવાનજી સાહેબ જામનગર.

પુસ્તક મેળવવા ઇચ્છનાર ગ્રાહકોએ નીચેને શિરનામે જણાવવું.

**દલપતરામ ગૌરીશંકર નવલખા. જામનગર.**

"ખાસ સ્ત્રીઓ માટે ચોક્કસ દવાઓ."

# આરામ ન થાય તો પૈસા પાછા.

દર્દીએ હકીકત જણાવવાથી વિશેષ સુચના મળશે. દરેક નીચેની દવાની બોટલની કિંમત રૂપીઓ એક છે.

**ચંદ્રપ્રભા ગુટી:**—લોહ ભસ્મ (શીલાજીતવાળી) આ દવા પેસાબ ધાતુનાં દર્દો માટે ચોક્કસ ઉપાય છે.

**વિજય ચુર્ણ:**—ખાવાથી તથા ચોપડવાથી સઘળી જાતના હરસ કે તેથી થયેલાં દર્દો અઠવાડીઆમાં આ વિજય ચુર્ણ મટાડે છે.

**પ્રદર ચુર્ણ:**—સર્વ પ્રકારના પ્રદર યાતો સ્ત્રીઓનાં ગર્ભાશયનાં ગુપ્ત દર્દો માટે આ ખાસ દવા છે. તેથી શ્વેત કે રક્ત પ્રદર, અનીયમીતપણે બહાર બેસવું, લોહી થોડું યાતો વિશેષ દેખાવું, શરીરનું ફીકું પડવું અને અશક્તી વિશેષ આવવી વિગેરે મટાડે છે.

**પ્રમેહ ચુર્ણ:**—દરેક જાતનાં પ્રમેહનાં દર્દો પર આ દવા એક ઉત્તમ ઉપાય છે. પીવા તથા ધોવાથી મટે છે.

**અશક્તિ ચુર્ણ**—માંદગી પછી કે સુવાવડના ગયા પછી કેટલીક સ્ત્રીઓના શરીરમાં અશક્તી દેખાય છે. શરીર ફીકું પડે છે, સાંધાઓ દુઃખે છે, કળતર થાય છે; પાચનશક્તિ મંદ થતાં ઝાડા થઇ જાય છે તે બધાં માટે ઉત્તમ ઉપાય છે.

**સગર્ભા ચુર્ણ:**—સગર્ભા સ્ત્રીને સુખ પુર્વક પ્રસવ થવા માટે રામબાણ છે, સેવન રાખવાથી બાળક પુષ્ટ, નિરોગી, થાય છે અને ગર્ભસ્ત્રાવ થતો અટકે છે. ગર્ભ રહ્યા પછી આ દવા લેવાની છે. પોસ્ટ ખર્ચ જુદું.

**મનસુખરામ દલપતરામ નવલખાની કું. જામનગર.**

# અમે ઘેલાં.

## *લેખક:—સૌ. હેમકુંવર. સ્થળ જુનાગઢ.

રાગ-ગજલ.

અમે ઘેલાં, સદા ઘેલાં, પતિના પ્રેમમાં ઘેલાં;
અમે છઇએ સદા ઘેલાં, પતિના સ્નેહમાં ઘેલાં.
પતિના સ્નેહની પાસે, અમારે કાંઇ નહિ ન્યુન;
પતિની સ્નેહ દષ્ટીમાં. અમે ઘેલાં ! અમે ઘેલાં !
સુખો દુઃખો તણા રાશી; કહિ કર્મે પડે શિરપર;
પતિના સ્નેહની પાસે, અમારે છેજ એ તૃણવત્ !
નથી તૃષ્ણા બીજી કાંઇ, પતિના સ્નેહની વિના;
નથી આશા બીજી કાંઇ, પતિના પ્રેમના વિના.
પતિના સ્મીતની પાસે, નથી સુખ સ્વર્ગની કિંમત;
પતિના સ્મીતમાં રમતાં, અમે ઘેલાં ! અમે ઘેલાં !
દુનિયાં છો ગણે ઘેલાં, નથી તેની કશી પરવા;
દુનિયા છો ગણે ગાંડાં, અમે ઘેલાં ! અમે ઘેલાં !
પતિના સ્નેહ અમૃતથી, હ્રદય સીંચ્યું થયાં ઘેલાં,
હુંને મ્હારૂં ગયું ન્હાશી, થયાં ઘેલાં ? થયાં ઘેલાં ?
હવે ડાહ્યાં નહિ થઇએ, હ્રદય ઘેલું બન્યું છે જે,
હ્રદય મળી બે થયાં એક, થયાં ઘેલાં ? થયાં ઘેલાં ?
હવ ઘેલાં થયાં ઘેલાં, અમો ઘેલાં, સદા ઘેલાં,
પતિના પ્રેમની પાસે, અમે ઘેલાં ? અમે ઘેલાં ?
પતિના સ્નેહની પાસે, અમે ઘેલાં ? ખરે ઘેલાં ?

---

* સુંદરીસુબોધ માસીક સને ૧૯૧૪ પરથી.

॥ ॐ ॥

# અભ્યર્થના.

હીરાની વીંટીઓથી હાથને શોભાવનાર અને સાચાં મોતીની માળાઓ ગરદનપર લટકાવી લહેર કરનારા ધનવાનોએ, સમજવું જોઇએ કે, બંધુઓના દયામણા મોં ઉપર ટગમગતી ચક્ષુઓમાંથી, પોતાની ગરદનપર લટકતાં મોતીઓ કરતાં પણ મોટાં મોટાં અને કિંમતી આંસુઓ ખરી પડે છે અને પોતાના સ્વધર્મી બંધુઓ, ગોતાના જાત ભાઇઓ, આજીવિકાની ઉપાધીથી ધર્મ કરી શકતા નથી, નીતિથી વર્તી શકતા નથી, સત્ય શું છે તે સમજી શકતા નથી અને અજ્ઞાનમાંજ આથડયા કરે છે. આવું નજરોનજર નિહાળતાં છતાં, પોતાની શક્તિ છતાં પણ જેને પોતાની સંપત્તિનો સદુપયોગ કરવો સૂઝતો નથી એવા શ્રીમાનો છોકરા છોકરીઓના લગ્ન પ્રસંગમાં નાચ, પા અને લાઇટ વિગેરેમાં હજારો રૂપિઆ ઉડાવવા ઉપરાંત હજા જીવની હિંસા કરવા કારણભૂત બને છે. એવાં નકામાં ખ કરવામાં, જેવા ઉત્સાહી અને આનંદી બને છે તે માંહેનો સેં એક ટકો પણ સાચા જીગરથી ધર્મના ઉત્તેજન અને ધર્મ સાધનોની સંભાળ અર્થે પરોપકાર કરવા ઉત્સાહી થતા હો તો આજે આપણી દરેક કોમો સંપીલી, શ્રદ્ધાળુ, ઉદ્યમી અ સત્ય સંપાદન કરનાર કેમ ન હોત !

**જાગો, શ્રીમાનો, જાગો, ઉઠો; અને કેળવણી આપી કર્તવ્ય કરો.**